શેહેરોમાં ગવાતાં પ્રખ્યાત

નિરમળદાસનાં

# ભજન સંગ્રહ.

છપાવનાર,

માસ્તર. ત્રિભોવનદાસ લલુભાઇ.

બુકસેલર લીમડાચોક-સુરત.

આવૃત્તિ ૧ લી. પ્રત ૨૦૦૦

સંવત ૧૯૬૯ સને ૧૯૧૩

કીંમત ત્રણ આના.

શેહેરોમાં ગવાતાં પ્રખ્યાત

નિરમળદાસનાં

# ભજન સંગ્રહ.

છપાવનાર,

માસ્તર. ત્રિભોવનદાસ લલુભાઈ.

બુકસેલર લીંમડાચોક—સુરત.

આવૃત્તિ ૧ લી. પ્રત ૨૦૦૦

સંવત ૧૯૬૯ સને ૧૯૧૩

કીંમત ત્રણ આના.

શેહેરોમાં ગવાતાં પ્રખ્યાત

નિરમળદાસનાં

# ભજન સંગ્રહ.

---

## પદ–ગણપતિની સ્તુતી.

(તુમ બીન મોરી કોણ ખબર લે એ રાગ)

વિઘન હરણ ગોરી કે નંદન સમરૂ સદા સુખદાઈ ટેક.
જે સમસે પાપ કરતહેં નિર્મળ બુદ્ધિ હોય મોરી વિ૦
અષ્ટ સિદ્ધિ નવ નિધીકે દાતા કંઠ કોયલ હોય મોરી વિ૦
અવગુણ બહુત નહી ગુણ એકે ચુક માફ કરો મોરી વિ૦
નિરમલદાસ સંતનકો સેવક ગુરૂ ચર્ણ સુખ પાઇ.

## પદ–શિવની સ્તુતી.

હે ભોળાનાથ વિના દુઃખ કોણ હરે, શેષ ચંદ્રમાંહી જોત ઝળે.
હાથ ચક્ર ત્રીશુલ બીરાજે, રૂદ્રમાલ અંગે ભસ્મ ચડે
કર ડમરૂ કિરતાલ બજાવે નાચે સદા શિવ હરહર કરે
ઈંદ્રાદિક સનકાદિક માંહે, પારવતી પારવતી મુખ મોરે વસે
જે કોઇ ધ્યાન ધરે શંકરકો, જો માંગે સો તુરત ફળે.
ધુંડે બેલ સ્વારી સોહે, નિરમલદાસ વાકે ચરણ પડે

## લાવણી.

આજતો હમારે બાગો ભોળાનાથ આયે
અંગમે ભભુતિ સોયે આઢે મૃગ છાલા.
ગળે શોભે રૂદ્રમાળા, નાગ લપટાયે. આજ૦
સંગકી સાહેલી સબ, પુછન લાગી ઉનસેં બાતા;
ધન ભાગ્ય તેરા ગવરી, કે શંભુ બર પાયે. આજ૦
કહે ગુણી તાનસેન, સુનો બીજ બાવરે,
ઘુંડ બેલ ચઢને વાલે, મેરે મન ભાયે. આજ૦

## પદ—રણછોડજીની સ્તુતી.

રાજ કરે રણછોડ, શ્રી દ્વારકામાં રાજ કરે રણછોડ,
એસીં કોસકી ઝાડી લગતહે, કાબા. કઠણ કઠોર.
ઝોલી ઝુંડા છીન લેતહે, તુંબા દાલત ફોડ.
આસપાસ રત્નાગર સાગર, વચમાં ગોમતી કરત કલોલ.
દેશદેશના આવે આચારી, હોઇ ગએ ટુકડાખોર.
મંદિર મંદિર ઘડીઆળાં વાગે, શંખનકો નાદ ઘનઘોર
સુરસ્યામ પ્રભુ તમારે મિલનકુ, ઘુંઘટકા પટ ખોલ.

## ભજન ૧ લું.

મોજ ઉડ ચલી પવનકે સંગ, જબ મીલ ગયે પાંચો રંગ. ટેક.
જબલગ આશા તબલગ બાસા, ખેલતહેં ચો રંગ;
તુટી દોરી હાથ ન આવે, જ્યું ઉડ ચલા પતંગ. મોજ૦
મેરા મેરા કર ધન ધામ મિલાયા, મેહેલ બના ચોરંગ;
ભાઇબંધ ઓર કુંટુંબ કબિલા, કોઇ ન આવે તારે સંગ. મોજ૦
અબ તુ ચેત હેત કર હરિસે, ગુરૂ શબ્દોમેં રંગ;

રામ નામકી નાવ બનાલે, ઉતર ચલ સત રંગ. મોજ૦
સબ લોક સતગુરૂકા બાસા, મિલા ગએ એકધ રંગ;
નિરમળદાસ રામ રંગ માતા, ચડે ના દુજા રંગ. મોજ૦

## પદ ૨ જું.

જ્ઞાની તો તેને કહિયેરે, કે ગુરૂકે સંગ મીલા રહે.
કે નિત ઉડી જેની સુરતારે, કે ખેંચીને ગુરૂ ચર્ણુંમાં રહે.
જબસે શબ્દ દિયો ગુરૂ સમરણુ, મિટ ગએ સકલ વિકાર.
આઠ પોહોરકિ ચોસઠ ઘડિયાં, છુટ નહીં લગાર.
સતત તો જેની વૃતિરે, કે નિશદીન લાગી રહે. જ્ઞાની૦
જો તન લાગી સોહિ તન જાણે, ગુરૂ શબ્દકી બાત;
રોમ રોમ રંગ હોઇ રહ્યો હેં, સંસ્કારકી સાથ,
શબ્દમેં સુરતીરે, કે જ્યું મણી નાગ મીલે. જ્ઞાની૦
પોથી પઢ પઢ પંડિત હારે, ભુલે દેખા નહિ સાર;
ચાર વેદ ઢુંઢે નહિં પાવે, ખટ દરસનકે પાર,
અપાર દેશ ન્યારારે, કે કોઇ સંત બિરલા ગ્રહે. જ્ઞાની૦
આધ્ય અનાદિ નામ ગુરૂકા, નિરખી લો નીરધાર;
નિરાલંબ સબહિસે ન્યારા, ગુરૂ પદ હે નિરબાન;
નિરમલદાસ ન્યારારે, કે ઘટઘટ માંહી રહે. જ્ઞાની૦

## પદ ૩ જું.

સંત મસ્તવાલારે, કે રામરસ પીવત રહે,
દુઃખ સુખ નહિં વાપેરે, આનંદ ઘર સદા રહે. ટેક૦
ગુરૂ મુખ કોઇ રામ રસ પિયે, સદા રહે રંગ લાલ,
શ્વાસોશ્વાસ સદા સમરણમેં, ટુટત નહિં તાલ;
સમુદ્ર બિચ લેહેરીરે, કે નિસદીન ઉઠત રહે. સં૦

ઓર અમલ લેનેકું જાવે, તામે એકે દામ,
રામ અમલ ભંડા ભર્યાહે, ખુટત નહિં લગાર;
ખુમારી નવ ઉતરેરે, કે હરદમ રટત રહે. સં૦
ભયે મસ્તવાળા ખબર નહિ તનકી, ગગનમે વાસ,
ઉલટી સુરતા ચડી ગગનમેં, ત્યાં નામ ભયો પ્રકાસ;
કોટી ભાણુ જેની શોભા કરે, તે કેમ કરી વર્ણન કરે. સં૦
જેસેં મસ્ત ભયે મતવાલા, સમજ સમજ મુસ્કાય,
આપણા હાલ કહે કોણુસે, જીઉ ગંગા ગોર ખાય;
નિરમળદાસ કહેછેરે, કે સતગુરૂ ચરણ ગ્રહો. સં૦

## પદ ૪ થું.

રામ નામ પ્યાલોરે, પિવે તો કોઇ ગુરૂ મુએ,
સચરાચર વ્યાપીરે, દેખાતો કાહુ ખાલી નહિ. ટેક.
પીએ પ્યાલા ભયે મસ્તવાલા, રોમ રોમ પ્રકાશ,
ઓહં સોહં દોઉ ધ્યાન ધરતહે, સત પુરૂષકી પાસ,
આનંદ ભયો મનમાંરે, કે દુરમતિ દુર ગઇ. રામ૦
જો કોઇ મિલે શબ્દકે ભેદુ, સો જાણે નિરધાર,
નિરાકાર નિરગુણ અવિનાશી, કે ઝળકત જોત અપાર,
અપાર દેશ ન્યારારે, કે નામ વિના કછું ન મિલે. રામ૦
ચાર વેદ ખટ સાસતર પઢ ગયે, પઢ ગયે સકલ પુરાણ,
વાદવિવાદ કરે સંતનસે, જ્યાં મરવા વન માંહે;
વસ્તુતો તેની પાસેરે, જંગલ બિચ હુંઢત ફિરે. રામ૦
ચાર વેદ બ્રહ્માએ નીપજાયા, તિનકું નહી પાયા પાર,
ઉનસે જાદા કોણ પઢેલા, કે નીકળ પડે મેદાન,
અકલ ગત ન્યારીરે, કે નિરમળદાસ કહે. રામ

## પદ ૫ મું.

સાધુ તો તેને કહીએરે, કે ઇચ્છા તો જેને નહિં આવે,
બ્રહ્મ ઇચ્છા માયારે, તેને તો બ્રહ્મ કેમ કહિએ. ટેક.
ઇચ્છા કરી સોઇ માયાહે. બિન ઇચ્છા દરસાય,
જ્યું પ્રતિબિંબ પડા પાણીમાં, યું દરસે ઘટમાંહે;
અક્ષર અક્ષર બોલેરે, કે માયાસે તો બ્રહ્મ મીલે. સા૦
હું બ્રહ્મ કરી બ્રહ્મા ભુલ્યા, દેખા નાહી કોઇ,
જબ સુરતા ચઇ નાભી કમલપર, ઉતરીયા નાભી માંહી;
છત્રીસ જુગ એહે ગયેરે, કે અંતે કછુ નહિ મિલા. સા૦
વ્યાકુલ ભયે ખબર નહિ તનકી, આપા દીએ ભુલાય,
આધ્ય પુરૂષોકો શબ્દ ભયોહેં. ચાર વેદ મુખ માંહે;
નામ દરસાવારે, તાં હસે તો સૃષ્ટી ભઇ. સા૦
સતયુગ દ્વાપર, તેત્રા, કળીયુગ, ચારો યુગ ભરપુર,
વા કોઇ ગયા નહિં આયાહે, કે ખંડિત નાહિ કોય;
અંધેકુ આગળ આરશીરે, નિરમળ બિના સુજત નહિ. સા૦

## પદ ૬ ઠું.

અલખ લેહ લાગીરે, કે લખમેં તો નહિ આવે,
સુરત ઉઠી જાગીરે, કે અલખ લખમેં લાવે. ટેક.
મન બુધ ચિત અંકાર સમજકે, આપ આપમેં આય,
અજાબે રખો જેસે પાવે, સુન સિખર મુકાય;
અલખ જ્યાં દરસેરે, અકલ ઘર દરસ કરે. અ૦
જ્યું રવિ જોત પ્રકાસ ભયે, સુની નાસ ભયો અંધકાર,
જ્યું ગુરૂ શબ્દ દિઓ સમરણ બિચ, મિટ ગએ સકળ વિકાર;

અખંડ જ્યાં દરસેરે, ખંડીત કોઇ ફરી ન શકેરે. અ૦
ખંડિત નહિં સમજકર દેખો, સ્યામ ઘટ રહે ભરપુર,
સાન અસાન સાનમેં સમજે, કોઇ એક એક વિરલાસુર,
અકલ ઘરઘર ખેલેરે, નામસે અનામ લેખે. અ૦
નામ વિનાની વસ્તુ નીરખે, લાખનમેં કોઇ એક,
અનહદ અંધમે નાહિ, લાગી શબ્દોકી ચોટ,
ગગન ઉજીયાલારે, કે નિરમળદાસ લખે. અ૦

## પદ ૭ મું.

હરે મન સમજ દેખ બાંકડા, કે આ તન પાણી જેસા ઘડા. ટેક.
બંગલા બના ખંબ દોલાગા, ચેતનવાળા અડા,
ઈંગલા પીંગલા સુખન નાડી, બંક નાદ ઘર ખુલ્લા. હરે૦
જેસે સુર ચડે લડનેકું, ફિર પિછા નહીં ફીરા,
એસા ધ્યાન લગાવો સતગુરૂશે, સુન શિખર ગઢ ચઢા. હરે૦
સુન શિખરપર અધર સિંહાસને, ત્યાં પુરૂષ એક ખડા,
કોટી ભાન જાકી નખકી શોભા, તાં દેખ મન અડા. હરે૦
ભએ પરતિત દરસ જબ પાયા, અનહદ બાજા ઝરા,
નિરમળદાસ દયા સતગુરૂકી, પ્રેમ મગન હોઇ લડા. હરે૦

## પદ ૮ મું.

નાવમેં નદીઆં ડુબી જાએ, અરે કોઇ દેખોરે લોકો. ટેક.
કીડી ચાલી સાવરે, નવ મણ કાજળ સાર,
હાથી ઘોડા લીયા બગલમેં, ઉંટ લીએ લટકાય. નાવ૦
એ કીડીસેં મુતશેરે, નદી નાવ વહી જાય,
બ્રાહ્મણુ આવે ધોતી છાંટે, સાધુ જાપ કર જાય. નાવ૦



ઓઇ કીડીકે મેરેશે, નવશેં ગીધ અધાય,
ઓહીમાં શેઝે બચી ગયા, ચીલ લીએ મરડાય. નાવ૦

કહે કબીરા સુન ભાઈ સાધુ, એ પદ હે નિરવાન,
એ પદકા જો અર્થ બતાવે, શોઇ સંત સમાન. નાવ૦

## પદ ૯ મું.

### ઉપલા ભજનનો જવાબ.

લોભ મોહ નદીઆં ડુબી જાવે, જયાં ભકિત નાવ તરી જાએં,
લોભ મોહ નદીઆં ડુબી જાવે. ટેક.

સુરતા ચલી ગુરૂ કરવાને, નવ તત્વ લીએ સાંધ.
અહંકાર તુરંગ બગલમેં લીના, લીએ ઉંટ લટકાય. લો૦

ઓહી સુરતાકે પ્રેમશે, દયા નદી એહે જાએ,
નિમ ધરમશેં પાપ કટતહે, ગુરૂ જાપ મીલ જાએ. લો૦
જ્ઞાન વૈરાગ પાંખ બને, દોનો અણુ ભયશે ઉડ જાય. લો૦

નિરમળદાસ શબ્દકો સાંધા, નિર બંધન હો જાય,
ગુરૂ કૃપાશે અર્થ બતાવા, સમજ લો મન માંહે. લો૦

## પદ ૧૦ મું.

એક ઘર જાના દો દીન, કોઇ સંત રહે લવ લીન,
એક ઘર જાના દોનો દીન. ટેક.

નહીં કોઈ પંડિત નહિ કોઇ કાજી, પાંચ તત્વ ગુણ તીન,

કોઇ સુણત કોઇ કાન છેડાવત, દુગધા આપે તીન, એ૦
કોઇ ગાડે કોઇ ફુંકી આવે, દેખો જગતકી રીત,
કોઇ ભૂત કોઇ પ્રેત બનો હે, કોઇ ઝંદ કોઇ પીર. એ૦

કોઇ સંધ્યા નિમાજ પઢતહે કોઈ ધ્યાનમેં લીન,
રામ રહીમ એક કરજાણે. શોઈ સંત પ્રવીણ. એ૦

ચાર વેદસેં કોઇ નહિં ન્યારા, ભેદ સંતકુ દીન,
નિરમળદાસ જગતસેં ન્યારા, રામ રહીમમેં લિન, એ૦

## પદ ૧૧ મું.

અબ મોહે જાન પડી, દુનિયા મતલબકી ગરજી. ટેક.
જબ બલ વહે ગાડીમાં, તબ લગી એના ધણી,
પુર કંચકો ગાસ નહીં દેવે ફિરતા રહે ગલી ગલી. અ૦
બાપબંધ ઓર, કુટુંબ કબીલા, સબ માયાકે ધણી,
ઉડ ગએ હંશ કાયાકુ મીલાની, ઘરમેં સુત કંકરી. અ૦
ઘર બેઠી અરધંગી સ્ત્રીઓ, સોઇ ન સંગ ચલી,
તિન દિન તેરાકે ભિતર, દુસરે ખસમ કરી. અ૦
નિરમળદાસ અયોધ્યા વાશી, ગરકું પતન કરી,
ચાહે આવે ચાહે કોઇ નવ આવે, નિરમળ મસ્ત પડી. એ૦

## પદ ૧૨ લાવણી.

મન બિચ કરમ કથે જો કોઇ, આપહી જ્ઞાન વિચાર. ટેક.
ચંચળ ચપળ બુદ્ધિકા ખેલા, અગ્નિ પાણી પવનકા મેળા,
માંહીકી ગુંજ પવનકા સુવના, પાંચ તત્વ લે પ્રગટ હુવાં;
તીનો ગુણ વિસ્તાર તાર, મન બિચ કરમ કથેજો.
મનકી તેજસે બોલત પવના, બુજબુજ પંડિત મુઆ સોક વના,
મર ગયા લોભ બડા હંકારા, એક ન મુઆ સાધુ બેલનહારા,
કહે ગયે સંત પોકાર કાર, મન બિચ કરમ કથેજો.
મર ગયે પંડિત પઢ પઢ વેદા, અપને ઘરકા લીયા ન ભેદા,
જયા કારણ સબ તિરથ જાવે, રતન પદારથ સોધટ પાવે;
રામ નામ આધાર ધાર, મન બિચ કરમ કથેજો.
કહે કબીરા ગુરૂ દયાશે પાવે, આવત જાવત નજરે આવે,
ગુરૂ ચરણકો ધ્યાન લગાવે, સચરાચર કહીએ દરસાવે;
નિરમળદાસ વિચાર, વિચાર, મન બિચ કથેજો.

## પદ ૧૩ મું.

બીના મુલકા ઝાડ બતાદે, બીન પાણીકા તાલ,
બીના નીંદ સોવે સુખ પછી, સો અબધુતા ગ્નાન. બીના૦
બીન ભોજનકા ભોજન પાવે, બીના નાશીકા વાસ;
બીન ઇંદ્રી ભોગે સબ દુનિયા, બિન કુળ પરીવાર. બીના૦
બીન પગલે સુને બીન કાંન, બીન વાણીકા રાગ;
બીન વાજા અનહદ ધુન વાગે, સુરતાકા ધ્યાન. બીના૦
બીન બ્રહ્માકા બ્રહ્મ બતાવે, બીન માયા મંડાણ;
નિરમળદાસ અગમકે વાણી, બુજે સંત સુજાણ. બીન૦

## ભજન ૧૪ મું.

ગુરૂતો મેરે ઘટમાં રહે શ્યામ ટેક.
સબકો પિયા પરદેશ સિધારે, કાગળ આવે ને જાય;
અમેરા પીયા રૂદત વશેહેં, છાંટી ખોલો તો દરસાય ગુરૂ૦
જ્યાં દેખું ત્યાં આપ બિરાજે, સ્થાવર જંગમ માંહે
એસો ધ્યાન લગો તનમનશેં, મુખશે કહ્યા ન જાય. ગુરૂ૦
એસી તાલી લાગી ભજનમેં, પળભર વિસરી ન જાય;
આઠ પહોરકી ચોસઠ ઘડીઆં, આણંદ ઉર ન સમાય. ગુરૂ૦
અરધ ઉધરકે બિચમેરે, હરદમ પિયા દરસાય;
એસી રહેણી રેજો કોઇ, તો આવાગમન મિટ જાય. ગુરૂ૦
આદ અંત કછુ ના બનેરે, મધ્યમાં સો બની જાય;
નિરમળદાસ કહે ભુક્તનકું, સોઇ પરમપદ પાય. ગુરૂ૦

## પદ ૧૫ મું.

ભમર ભુલાના એહી બનમેં, વિસરાવ્યો હરિનામ. ટેક.
કાગદકી પુતળી બની હો, દોરી સાહેબકા હાથ;

જેમ જેમ નાચ નચત હોરે, નાચે સબ નાચ. ભ૦
જુના વાંસકા પીંજરાહો, લાગે ઉડતાં નહિ વાર;
કોલ કરે જબ આએહો, લાગે ઉડતાં નહી વાર. ભ૦
આપે શુધ ભુલ ગયે હો, માયામેંરે લપટાયે;
સતગુરૂ ચરણ ગ્રહો, રહો નામકે માંય;
હંસ બિંધ પાન્ન લગાયોહે, નહી આન ઉપાન. ભ૦
વન દરવાજા મુંદકે હો, દસમે ઘર આવ;
જેસા હે સોઇ મિલે, કહે નિરમલદાસ. ભ૦

## પદ ૧૬ મું.

જબશે નિરમલ એક નામ ગ્રહો. ટેક.
મળશે રહિત મન મેરા, આવાગમન સબ દુર ગયે તેરા
હરખ શોક વ્યાપે નહીં મનકુ, તો તજી અનામે ભયો હે તેરા,
નિસદિન લાગી સુરતા ભંજનમેં, ગગન મેહેલમાં બાસ કીયો તુંજે
નિરમળદાસ મિલે જબ સતગુરૂકું, આનંદ, મંગળ હોઇ ગયો મનકુ.

## પદ ૧૭ મું.

મેરી સુરત સ્યામશેં લાગી રહી. ટેક.
નિસદિન વ્યાકુળ ફિરત જગતમેં સતગુરૂ આય દરસાયે ગયે.
જેશેં નીરધનાયાહો ધન પાયો, દેખ દેખ મુસકાય રહો.
એસી સુરતા લાગી શબ્દમેં, દેખત મજાકી આસ ભઇ.
જયજયકાર મન તજહી, રોમ રોમ રંગ છાંહી.
નિરમળદાસ મીલે, જબ સત ગુરૂકું અરસપરસ એક હો રહી.

## પદ ૧૮ મું.

હાંરે મેં મન ભયોંહેં વેરાગી હો, રતનારે એક લાગી હો. ટેક.

રામરામ રટન લેહ લાગી, સુનમાં સિંગી વાગી હો. મ૦
પાંચ પચીસ ઉહી સબ જાગી, ઉનકી ઉરમત ભાંગી હો. મ૦
અગમનીગમની ધુન જબ લાગી, રાગ દવેષ ત્યાગી હો. મ૦
નિરમળદાસ મીલે બીન રાગી, તબ સુરત ધુન લાગી હો મ૦

## પદ ૧૯ મું.

બાજી બાજીરે મોરલીયાં કોણ વનમે
જાગ્ગ કાના મોરલી બજાવે
બિન સબિમાન, હોઇ જાત ઉજલીયા. કો૦
બનશીકી ધુન સુણી ભઇ હું બાવરી;
કસ કસ હેડા મસક ગઇ પાસુરીયાં. કો૦
ઘર વન મોહે કછુ નહી ભાવે
ભુલી ફિર નહી મિલત દળદરીયાં કો૦
નિરમળદાસ ઢુંડત કુંજમેં,
મિલ ગયે શ્યામ ભુલ ગઇ દુનિયાં. કો૦

## પદ ૨૦ મું.

સબ મોહે બ્રિજ નારી તોરી બાંકી ચિત્તવન. ટેક.
લટકિત ચાલ ચાલે મનમોહન,
દેખ પડી છબી ન્યારી બલીહારી. તોરી૦
મોર મુગટ કર મોરલી સોહીએ,
કુંડલકી છબી ન્યારી લાગે પ્યારી. તોરી૦
લોક કુટુંબ પરિવાર ત્યાગકે,
સુરતા લગી નહિ ભુલત મોરારી. તોરી૦

દિન નહી ચેન રેન નહીં નીદ્રા
નિરમળદાસ બલીહારી લાગી તાળી. તોરી૦

## પદ ૨૧ મું.

હાંરે જાગ જાગને મન જોગી, ધતુરા ભાંગકા ભોગી. ટેક.
ઝેરકા પ્યાલા ઘુંટકર પાયા, સાહેબકા નામ વિસરાયા. જા૦
સુરતકર ગગનકે ગરમો, ફીરા કયા ભુલ આય જગમેં. જા૦
ગુરૂકા શબ્દ તનખોજી, અમલ કરી પાંચ પરમોદો. જા૦
કહે નીરમળ જન તેરા, ગુરૂકા ચરણુકા ચેલા. જા૦

ઇસ જીંદગીકા કોણુ ભરૂસા, કર સતસંગ સુમત ધર દેખા. ટેક.
જે કોઇ જસ ગાયે તેનો મુખ મીઠો,
નિંદા કરત સકળ દીન ફીકો. ઇસ૦
તજ અભિમાન જગત રહેણીકો,
ગુરૂકા વચન માનીલે સિરમે. ઇસ૦
પાંચકુ માર્યા પચીશકું જીત્યા,
તીનો ત્યાગ ગયે, અમરપુર દેખા. ઇસ૦
એહી રેહેણી મીલે સતગુરૂકું,
નિરમળ હોય કે જગત રહેણીકો. ઇસ૦

## પદ ૨૨ મું.

ગુરૂ ગમ જાણે કોઇ સત ખેલાડી. ટેક.
જબ ગુરૂ શબ્દ દીયો શ્રવણુ, અમલ ચડાહેં અધિકારી. ગુરૂ૦
ઇત ઉત સુરત ભુલ ગઇ મનકી, આઠ પોર ધુન કાઢી. ગુરૂ૦
નવ દિશા મુંદી દસોદીસ લાગી, ચડ ગયે અટમ અટારી ગુરૂ૦
અગમ અનાદી સતકા બાસા, નિરમલકી બલીહારી. ગુરૂ૦

## પદ ૨૩ મું.

રામજીકે હુકમ બિના, હાલે નહી પાખંડી,
ધરા રહે ભેદ, ઓર ધરા રહે ચાતુરી. ટેક
નામઇ નામ સંસાર, સબ ધ્યાન ધરે,
નામકો તો ભેદ કોઇ, ગુરૂગમ પાવાહે. રા૦
જનુનીકી જોનીમેં, નામ તો આવત નાહી,
નામકું પરખે ઓર નહીં કાયાહે. રા૦
પિંડ ઓર બ્રહ્માંડ નામ, રોમ રોમમેં નામ,
નામકો નગર એક ન્યારા, એહી વસાવાંહે. રા૦
બોલત નિરમળ વાણી, બુઝે કોઈ અગમ ગ્નાની,
નામકોતો ભેદ સતગુરૂને લીખાયાહે. રા૦

## પદ ૨૪ મું.

એસા કોઇ હરી જન, પ્રેમકા પ્યાલા પીવે.
સદા રહત રંગ લાલરે હોજી૦ એસા૦
ના કાહુશેં રાગ દોષ ના કાહુશેં વેર ભાવ
ગુરૂકા શબ્દ પીયો પ્યાલારે. હોજી૦ એસા૦
ના કાહુશે મેરી તેરી, ના કાહુશેં પ્રીત જોડી,
આપમેં આપ સમાવેરે. હોજી૦ એસા૦
અમરકો પ્યાલો પીયા સનમુખ દીપક કીયા,
રો રોમ રંગ છાયારે. હોજી૦ એસા૦
જેસા ગુંગા ગુડખાવા, આપમેં અપની પાયા,
નિરમળ જશ ગાવેરે. હોજી૦ એસા૦

---

## પદ ૨૫ મું.

સુરત નાટકી ભજન કરતાં ઘર દાશી મરી
દાશી મરે લડકાબી મર જાય
રામ ચાહેતો અમકું પણુ લે જાય
ઉઠો ઉઠો રામદેવ લકડી લે લાવ
એ મુરદાંકી ગતી કર આવ
નહી બન લકડી નહી બનમેં આગ
ઓહી મુરદાકો બડો હે ભાગ
ઉઠો ઉઠો દેવ તોરી કરી ફીરીયા
સુવત જાગત હે તોરી તિરીયા
સુરકે સ્વામી દીન દયાળ
નીરમળ જ્યાં હોય ત્યાં ઉઠી ધા.



# જાહેર ખબર.

મી૦ ઝવેરીલાલ કહે છે મુરબી હીરાલાલ કયાં જાઓ છો, હીરાલાલ કહે, મારે વારતાઓ વેલો ભજનો કીસાઓ ઉર્દુ આખા ભાષણ સહી ટકો સરકારી ચોપડીઓ, કાવ્યદોહન જાલંધર પુતળી વલ્લભનું ભારત, રામાએણ મોટી, ભક્ત બ્રાહ્મણી પુસ્તકો આખા ગુજરાતી નાટકો, નાના વગેરે લેવાનું છે તો કઇ દુકાને જાઉં કે સસ્તી ....

મી૦ ઝવેરીલાલ, સુરત લીમડા ચોકમાં માસ્તર ત્રીભોવનદાસની દુકાને જાઓ, એ દુકાને વ્યાજબી કીંમતથી મળશે, માટે ત્યાંથી જે લેવું હોય તે લેજો, એનેતાં કદી ઠગાશોજ નહીં.

હીરાલાલ કહે, બહુ સારૂ ત્યારે તો ત્યાંથીજ લઇશ.

બુકસેલર માસ્તર ત્રીભોવનદાસ લલ્લુભાઇ,
લીમડાચોક-સુરત,

બુકસેલર નાગરદાસ ભગવાનદાસ
લીમડાચોક-સુરત,

બુકસેલર નાથુભાઇ પરભુદાસ,
મોટી ઘડીઆળ પાસે-સુરત,